# નવરાત્રીના
# ગરબા.

લેખક તથા પ્રકાશક.


સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

ઠે. રીચીરોડ—અમદાવાદ.



શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ

છાપી. ખાડીઆ—અમદાવાદ.

આવૃત્તિ ૩ જી. પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કીંમત રૂ. ૦—૪—૦

## ...ત્રમાં ગાવાના ગરબા.

## ભાગ ૧ લો.

---

### અથ શ્રી ભીમનાથનો છંદ.

નીરખો નીલકાના નીવાસીરે, નીલકાના નીવાસી.
મહીપત મોટા છો મેવાસીરે, નીલકાના.
રાજ જ્યાં વસો ત્યાં કાશીરે, નીલકાના.
દરશન કરતાં મટે ઉદાશીરે, નીલકાના.
ખજમત કરતાં આપો કાશીરે, નીલકાના.
શીવાજી બેઠા છો કૈલાશરે નીલકાના.

ઢાળ.

પાંડવ રાજા પૃથ્વી માંહી, આવ્યા તીરથ કરતા.
ભાવે ભગતી અરજુન પાંડવ. (૨) શીવજીની સેવા કરતારે. નીલકાના.
સાત અપવાસ થયા અરજુનને, ભીમને ચીંતા વાપી;
ભીમસેન તો ત્યાંય આવ્યા, (૨) મન મનસુબો બાંધીરે. નીલકાના.
અઢારભાર વનસપતી જોઈને, મહા મન થઈ છે મોટી;
અખંડ જાળની હેઠે આવી, (૨) ભીમે વાળી લોટીરે. નીલકાના
ભોળાનાથની ભાળ કરીને, આવ્યા ભરતની પાસે;
શીવશંકરની શેવા કરતાં, (૨)સફળ પુરવણી આશેરે. નીલકાના.
વરકોદરનાં વચન સુણીને, ચાલ્યા પાચે ભરાત;
પાતરીયું પુજાની લીધી, (૨) સાથે કુંતા માતરે. નીલકાના.
પંચામૃત પુજા ઉપજાવી, પેર પેરની કીધી,
નાળવર આરતી પુષ્પાંજળી ભણી, (૨ નમણુ લળી લળી લીધીરે.
પાંચે ભરાત મળીને બેઠા, કીધો વનફળ આહાર;
અમુલ વાણી મનમાં જાણી (૨) બોલ્યા વચન કુમાર. નીલકાના.

વરકોદરતો વળતી બોલ્યા, સાંભળ બરાતજ મારા;
પારખું પોતાનું જોતાં (૨) પ્રગટી દુધની ધારારે. નીલકાના.
અદભુત એવું અચરજ જોઈ, બોલ્યાં કુંતાજી માત;
ભગવતીના વાસી કઇલાસી (૨) થાપી કો ભીમનાથરે. નીલકાના.
સાચા ખોટાના સમખાસે, દેશ દેશમાં ડંકા.
રીઝે તેને રીધી સીધી આપે, [૨] છે ભીમાણુંદ બંકો નીલકાના.
ધમશાણે ઘો તાતારો પુત્ર ધન ઘણુ આપે;
બળવારાની જુગતી જોતાં, (૨) કોટી વીઘન કાપેરે.
અમરૂતગરને અભય કીધા, ઈશ્વેસર વરદાધ;
આ સણુગરને આપ તરૂડયા, [૨] સજન કીધા સવાધરે. નીલકાના.
પ્રથમ પાંડવ પ્રગુટને, પુજીયા મહારાજય;
પશ્રીમ ખેત્ર પત્ર હેમના, [૨] જાલધીશ મહારાજરે; નીલકાના.
ભીમનાથ મુજ હાથ ગ્રહજો, નીલકામાં ગુણ ગાઉ,
ગોવિંદરામ કહે કરજોડી, [૨] કીજે કોમળ કાયા; નીલકાના.

## અથ શ્રી ભીમનાથનો છંદ.

પ્રથમ સમરૂ સરસ્વતીને ગણપતી લાગુ પાય;
કીપા કરો ભોળાનાથજી, ગુણ તમારા ગવાય. ૧
દેશ દેશ ડંકા વાજીઓ, ભલો ભીમાણુંદ રાય,
પારે આવે પ્રેમથું સુખ પામીને ઘેર જાય. ૨
વંઝા બંધાવે ભોળો પારણાં, નીરધનીયા ધન થાય;
બારે માસ વિવેકના, આવણ રૂડો માસ, ૩
વીપ્ર આવે વેગે કરી, પુજાનો નહી પાર.
જુગતે જળ ચઢાવતાં, ઉપર ચંદન સાર, ૪
અક્ષત આખા લાવતાં, પુષ્પ તણો નહી પાર;
આંક ધંતુરો આણીએ, પત્ર બીલીનાં સાર, ૫
અબીલ ગુલાલ ચઢાવતાં, રૂપ તણો નહી પાર,
નવકુલ નાગે છાયા કરી, ઇચ્છા ધારા સાર. ૬
શોભા વખાણું શંભુ તણી, છત્ર તણો નહી પાર;

વાજાં બાધાં વિવેકનાં, ઘુઘરમાળાના નાદ, ૭
અંન અપાય અતી ઘણાં થાયે ધરમના સાદ:
ધજ રોપો ધજાગરો, જાતા જમણે હાથ. ૮
સવમુખ બેઠાં સામની, શોભા બની બહુ સાર.
આભુષણુ વખાણીએ, કેતાં નાવે પાર· ૯
મોટાં મોટાં વરણવું, સાંભળજો સંસાર;
બંગલી અછોડા બાંધીઆ, નાકે નકવેસર. ૧૦
સેથો પુર્યો શીદુરનો, બંદીએ જંગાલ;
નેણે કાજળ સારીઆં, રૂપ તણો નહી પાર, ૧૧
ગપુ ગળેબધ બાંધીઆ, હીચંતા ચંદનહાર;
બાયે બાજુબંધ બેરખા , ચુડલો ઝાક ઝમાળ ૧૨
કંચવો રાવ કીનખાપનો, ઓઢવા ઓઢણી સાર;
ઘુઘરવટ સોયે ઘાઘરો, ફરતી કસબી કોર. ૧૩
પગમાં લંગર પહેરીઆં, ઝાંઝર નાદ ઘનઘોર;
અખંડ દીપક સોહામણા, અગરબતીની કોર, ૧૪
બે કોરે બે મોળીઆં ભીમ અરજુનની જોડ;
સામા વૃષભ સોહામણા, બેઠા ઓડા ઓડ. ૧૫
ઘંટ ગ્રહીને વજાડતા, બાંધા જોડા જોડ:
જાળતણી જુગતે કહુ, પાનખરનો નહિ પાર. ૧૬
હેઠે મોભડા મોલીઆ, થાંભલા મેલા સાર;
ઉલેચ અતિ રળીયામણા. સોભાનો નહી પાર. ૧૭
દુઃખ મટાડે દુનીયાં તણાં, નમે સહુ સંસાર;
વીપ્ર વેદ ભણે ઘણા, જુગતે જપે છે જાપ. ૧૮
મહાનંત બેઠા મોજમાં ઇશ્વર આપો આપ;
હવે વખાણુ તપસી તણાં, જુગમાં બંધાણી માપ. ૧૯
મુની જાણે મનોરગર, જપે અજંપા જાપ,
મત મોટી માધા તણી, કુળ કરમી છે આપ, ૨૦
સાવણુ આવે સોભતો, કરો બળેવનાં કામ;

સીધાં જોખાય ચોપે કરી, ઘી ઘોણીએ ધાર. ૨૧
બ્રાહ્મણ જમે ભાવશુ, જુગતે જગત થાય:
જમે રમે જુગતે કરી, ઉપર દક્ષણા સાર. ૨૨
કૃપા થઇ શંભુ તણી, નહી કંઇ મારો ભાર.
આ ગરબો જે સાંભળે, તરશે નરને નાર. ૨૩
ભુલચુક બાંહી ઝાલજો, કૃપા કરો કૈલાસ,
કર જોડી ગરબો કરયો, નંદરામ તમારો દાસ, ૨૪
નજર રાખો ભોળાનાથજી, છે કુંથારીએ વાસ:
દીન જાણી દયા કરો, રાખો ચરણુની પાસ. ૨૫
સંવત ૧૯ સે નવનો સાવણ શુભ છે માસ,
ભાવે ભજે ભીમનાથને, તેની પુરશે આસ. ૨૬

## મહાકાળીનો છંદ.

માજી તુ પાવાની પટરાણી, ભવાની મા કાળકારે લોલ;
માજી તારે ડુંગરડે ચડવું છે, અતિ ઘણું દોહલુંરે લોલ ૧
માજી તારા મંડપનાં દરશન કે કરવા સોહલાંરે લોલ;
માજી તારે દામોદરજી કુંડ કે, પરજે પૈદા થયોરે લોલ. ૨
માજી કાંઇ ગળે મનુષના હાડ, માને સહુ માનતીરે લોલ;
માજી તારા કુકડીઆ દશ વીસ, જે વનમાં ચરેરે લોલ. ૩
તેને મુગલે મારી ખાધા, બોલાવ્યા પેટમાંરે લોલ.
માજી તારા શેવકીઆ દશવીસ, કે બે ભાગી ગયારે લોલ. ૪
માજી તારા બાળપણાનો બેલી બુઢીઓ બેઠા રહોરે લોલ,
માજી તારે કાંબી કડલાની જોડ કે ઝાંઝરી ઝમ ઝમેરે લોલ. ૫
માજી તારે અણુવટ વીંછીઆં પાય કે ઘુઘરી ઘમઘમેરે લોલ,
માજી તારે દશે આંગળીએ વેઢ, પોંચા પરવરીરે લોલ. ૬
માજી તારે શરવણ જણુકે ઝાલ, કંઠે હાર સોભતારે લોલ;
માજી તારે ટીલડી તળે લલાટ સેંથો પુર્યો શોભીતોરે લોલ, ૭
માજી તારે નાકે નકવેશર મોર, શોભા બહુ બનીરે લોલ,
માજી તમે સોળ સજ્યા શણગાર, રમવા નીસર્યાંરે લોલ. ૮

પીતાજીને ઘેર ચતુરા નાર કે, કાળકા શું બેનપણીરે લોલ;
એની મારે ગરબે રમવા આવો, ભવાની મા કાળકારે લોલ. ૯
પીતાજીને રાણીયું રમે સાત કે, આઠમુ એ કોણ રમેરે લોલ;
પીતાજીએ રાણીને પુછી જોયું કે, એ નાર કોણ રમેરે લોલ. ૧૦
પીતાજીએ દલ વીચારી વાત કે, કાસ ઓડા બાંધશુ રે લોલ;
અંબાજી વળીયાં એકાએક, ઝાલ્યો માનો છેડલોરે લોલ. ૧૧
માગ માગ પાવાના રાજન, તરૂશમાન હું થઇ રે લોલ.
માગુ માગુ એટલું વરદાન, કે, મોલે પધારજો રે લોલ. ૧૨
ફટ ફટ પાવાના રાજન કે એ શું બોલીઓરે લોલ.
માગ માગ ઘોડાને ઘોડીરે, હસ્તી ઝુલતારે લોલ. ૧૩
માગ માગ ગરથને ભંડાર કે, ખજાના અતિ ઘણારે લોલ,
માગ માગ પુત્રને પરીવાર કે, બંધાવું ઘેર પારણારે લોલ. ૧૪
માગ માગ ઘેલુડી ગુજરાત કે, બાણુંલાખ માળવોરે લોલ;
માગુ માગુ એટલું વરદાન, મોલે પધારજોરે લોલ. ૧૫
ફટ ફટ પાવાના રાજન કે, પાવો તારો પાપે ગયો રે લોલ.
સુદ્ધ મતી તું થયો રાજન કે, હું દેવી કાળકારે લોલ. ૧૬
અંબાજી થયાં છે અલોપ કે, પતઇજીએ હાથ ઘસારે લોલ.
માજીએ લીધો ચારણનો વેશ કે, નાયબપણું પોતે થયાંરે લોલ. ૧૭
માજીએ લશ્કર લીધાં લાખ કે, મુગલા દઇતાનારે લોલ;
પોઠમાં ભરીઆ મુગલા દઇત કે, પાવેગઢ પરવરારે લોલ. ૧૮
પોળે આંધળીઓ દરવાન કે, પુછવા લાગીઆરે લોલ.
કોને ભાઇ ક્યાંથી આવી પોઠ કે, પોઠમાં શું ભર્યું રે લોલ. ૧૯
પોઠમાં ભરાયા આંબા સાખ કે, પતાઇજીને ભેટ જશેરે લોલ.
બુઢીએ ત્યાંથી વરતી વાત કે, ભાલા નાંખીઆરે લોલ. ૨૦
ભાલા નાખ્યા પોઠ માંઇ કે, મુગલા નીસરારે લોલ;
મીશરા હઠીઆ હેમતખાન કે, ખપર હાથમાંરે લોલ. ૨૧
કાળકાજી લેજો પોલો ભોગ કે, દરવાણી તમને ચડોરે લોલ.
ધડમાં ઘાલા મુગલા દઇત કે, પાવેગઢ પરવર્યાંરે લોલ. ૨૨

પતાઈએ પાવ ચડીને જોયું કે, દળ દીઠું બહુરે લોલ,
માથે દુધીયું તળાવ કે, તે સુકાઈ ગયુંરે લોલ ૨૩
પતેજીએ ખોદાવ્યા બે કુંડ કે, જળમાંહી નવ રહ્યુંરે લોલ;
પતેજીએ દલ વિચારી વાત કે, કોપ કાળકાનો થયોરે લોલ. ૨૪
પતેજી જઈને લાગ્યા પાય કે, સ્થાર થાપીઆરે લોલ;
અબુદ્ધિથી અજ્ઞાની હું અંધ કે, માને નવ ઓળખ્યાંરે લોલ. ૨૫
રોપું ચવટુ ચાંપાનેરે કે, કાળકાને પાય પડુરે લોલ,
તારા ગુણ ગાય મંગળજી ભટ કે, ચરણે રાખજોરે લોલ. ૨૬

## અંબાજીના શણગારનો.

શંભુ સરસત સામીને ચરણે નમુંરે લોલ,
મારી અલ્પ બુદ્ધીને ગુણ શા નમુંરે લોલ. ૧
અંબા ચાચર રમવાને માત નીસરાંરે,
તેના જનમોજનમ દુઃખ વીસરાંરે લોલ. ૨

દેશ દેશથી આવ્યા છે ગામો ગામથીરે લોલ,
અંબા અલબેલી દીસે છે વરસ સોળનારે લોલ. ૩

બાળા સુંદર બીરાજે, બાળા વેશમાંરે લોલ;
તેલ ફુલેલ ઘાલ્યું છે કાળા કેશમાંરે ૪

લટક લાડવો પાડ્યો છે, ગોરા ગાલમાંરે લોલ.
ત્રંબક ત્રાજવું ત્રોફાવ્યું, હોદ હેઠમાંરે લોલ. ૫
સારૂં સીગેડું શોભાગ, આંજી આંખડીરે લોલ,
નાક વશણી બીરાજે, શોભે મોરલોરે લોલ. ૬

ચોડયા ચોખલાને, ટીલડી કરી કપાળમાંરે લોલ,
ગુંથે મીંડલો વીશેષ અંબા વાંકડીરે લોલ. ૭

સેંથો સીંદુરે ભર્યો છે અતી ઓપતોરે લોલ;
જાણે મેઘમાં ઉગમતો રવી શોભતોરે લોલ. ૮
ગરિ ગોફણાની ધમક ઘુઘરી ઘણીરે લોલ;
માના કાનમાં લેહે છે કનક પાંદડુરે લોલ. ૯

વેણુ વાસુકી ચડાવે મદમાં ઘણીરે લોલ;

માના કાનમાં છે કનક કેરી ટોટીયુંરે લોલ. ૧૦
સારા ઘાટમાં નહી ફારફેર મોટીયુંરે લોલ,
સોભીતી કટેસરીને એક દણીયુંરે લોલ. ૧૧
પારો સુખ પીન હેમનો પડયો ગળેરે લોલ,
ઉંચી માળા વસેકે હાર હેમનારે લોલ. ૧૨
હીરા સાંકળીને લાલ મોતીએ જડીરે લોલ;
ઉર ઉપરેતે હાર પુષ્પ કેતકીરે લોલ. ૧૩
બાએ બાજુબંધ લેકે ચુડી કાંકણીરે લોલ;
વેઢ વાંકડાને વીંટીને છલ્લા આરસાને લોલ. ૧૪
પોંચે પોંચી ચુડામણી રતનશું જડીરે લોલ,
હાથ પીઆલા ભર્યા છે મધુ પાનનારે લોલ. ૧૫
કમરપાટશું કટાર બાંધો પેટમાંરે લોલ;
કટી મેખલા જડિત ઘણી ઓપતીરે લોલ. ૧૬
કાંબી કડલા પેર્યા છે ગોળ ઘાટનારે લોલ,
ઝાંઝર લંગરને તોડા દીસે ફેરમાંરે લોલ. ૧૭
અણુવટ વીછીઆ ચમકતાં શોભતારે લોલ;
માના ઘાઘરીએ ઘુઘરી છે શોભતિરે લોલ. ૧૮
માંહી બુટી ભરી છે જરી જાતનીરે લોલ,
નવ રંગની ઓઢી છે માયે ચુંદડીરે લોલ. ૧૯
તેતો જાણે ઇશાન કેરી વિજળીરે લોલ;
કીધી એઢાણી વશંગી શેષ નાગનીરે લોલ. ૨૦
હેઠે ગાદલી ગોળ ઘાટનીરે લોલ,
ગુણ ગરબો લીધો માયે ટેકમાંરે લોલ. ૨૧
ઠીક કરાવી લીધો છે વીવેકમાંરે લોલ;
પૃથવી પચાસ કરોડનું કીધું કોડીયુંરે લોલ. ૨૨
સાત સાગરનું નીર ઘરત પુરીયુંરે લોલ,
મધે મેલ્યો કાકડોરે જલહરે મેરૂ હેમનોરે લોલ. ૨૩
દેવી ચોસઠ મલી છે ત્યાં સામટીરે લોલ,

નીચી કેડથકી નમેને ગાયે ધ્યાનમાંરે લોલ. ૨૪
કરે ફુદડીને હાથ લીએ વારણારે લોલ;
ચુડા ખલકે ને રાસ લીએ ડાંડીએરે લોલ. ૨૫
હાથ ફુલના દડાને માહો માંહે રમેરે લોલ;
કેડ પાતળીને ગોરી દીસે વાળાયુંરે લોલ. ૨૬

ગંગા કાશી થકી તે જોવા આવીયારે લોલ,
તેને અંબીકાજીએ મોતીડે વધાવીયારે લોલ. ૨૭
વીષ્ણુ વૈકુંઠ થકીતો જોવા આવીઆરે લોલ;
શીવજી કઈલાસ થકીતો જોવા આવીયારે લોલ. ૨૮

આવ્યાં તુળજા છે બહુચરા તોતળારે લોલ,
આવ્યાં ભવાનીને માતાજી ભુવનેશ્વરીરે લોલ. ૨૯

બાર મેઘ તે આવ્યા છે અતિ વરસતારે લોલ;
જોવા આવી પાતાળકેરી નાગણીરે લોલ. ૩૦
અતી ફુદડીને તે તો વરણાગણીરે લોલ;
દઈત મૈસાસુર જોવાને આવીયારે લોલ. ૩૧
તે તો અંબા તણી નજરે ચડયોરે લોલ,

ધુમ્ર ગાત્ર ચડાવ્યું ઘણી રીસમાંરે લોલ. ૩૨
ચક્કર ફેરવીને મેલ્યું દઈત શીશમાંરે લોલ,
દઈત માર્યોતે મૈસાસુર મહા પાપીઓરે લોલ. ૩૩
ત્યાં દેવતાએ પુષ્પની વૃષ્ટિ કરીરે લોલ;
જે કોઇ ગાય શીખેને સાંભળેરે લોલ. ૩૪

તેની માતાજી અંબા આશા પુરશેરે લોલ,
ભટ વલ્લભ મેવાડો માને ભામણારે લોલ. ૩૫
તેનાં જનમો જનમ દુઃખ વીસરાંરે લોલ.

## અથ શ્રી સીતા હરણના.

વાણી આપોને તમે સારદારે, (બહુચરી) ગુણ તારા ગવાય,
લાંબી વેણુને શ્રી રાનીરે (બહુચરી) સતી તણો ભરથાર.
સીતાયે ડમરો રોપીઓ, [બહુચરી] મ્રગો ચરીને જાય;

કાલ મરાવું સુત્રા અગલારે, [બહુચરી] વાડી તજીને જાય. ૨
સીતાએ રડુ બાંધીયું [બ] કાંચલડી શીવડાવ;
સાવ સોનાનો તારો કંચવો, [બ] ચામડાની શી હામ. ૩
નહી સગો નહી સાગવો [બહુચરી] નહી મામો મોશાળ;
કુળમાં તે નહીં કોઈ બાંધવો, [બહુચરી] નહી ખાંતીલો ભરથાર. ૪
શીખ લીધી સોયામણીરે [બહુચરી] વન ચાલ્યા બાવન વીર;
વનમાં જઈ બાણ વધેરીએરે, [બહુચરી] મૃગો માર્યો પહેલે તીર. ૫
પડતાં તે અગલો આક્રંરે, [બહુચરી] ધાઓ લક્ષમણ વીર;
કાવડ કરીને અધો લાવીયોરે, [બહુચરી] નાંખ્યો મઢીને બહાર. ૬
સુની મઢી મારા નારનીરે, [બહુચરી] કામ કુવેળા જાય;
રામ રૂવે ને લક્ષમણ રીઝવે, [બહુચરી] ના રૂવો ઘેલા રામ. ૭
સીતાથી ભલેરી પરણાવશું, [બહુચરી] કરાવશું સીતા નામ;
જળ જળ કમળ ન નીપજે, [બહુચરી] ઘેર ઘેર સીતા નોય. ૮
ગઈ સીતાને આપણ વારશું, [બહુચરી] લઈ લોટો મુખ ધોય;
રાજસભામાં બીડું ફેરવ્યુંરે, [બહુચરી] કાઈ નર સુરો થાય, ૯
મોટો રામનો વાંદરો, [બહુચરી] ઝાલું તે જમણે હાથ;
ઠેડ ઠેડ ઊડયો તે વાંદર સંકડે, [બહુચરી] ગયો લંકા મોઝાર. ૧૦
જોયાં ચોરાસી ચૌટાંરે, [બહુચરી] જોઈ બાવન બજાર;
જોયાં મેડી મદીર માળીયાંરે, [બહુચરી] જોયો રાવણનો બાગ. ૧૧
આસોપાલવને ઝાડવેરે, [બહુચરી] બેઠાં સીતાજી માય;
આરે મુદ્રિકા મારા નાથની, [બહુચરી] પેરતાં જમણે હાથ. ૧૨
રામે માતાજી મને મોકલ્યો, [બહુચરી] લક્ષમણે દીધી એંધાણ;
વાંદર તું છે ભુખાળવોરે, [બહુચરી] પડયાં વનફળ વેણી ખાય. ૧૩
એક ખાઈને બીજું આંબળેરે, [બહુચરી] ખંખેરીને ખાય;
માળી જાય છે માથું કુટતોરે, (બહુચરી) રાવણ પાસે દાવ. ૧૪
રાવણે સાથીઆ સણગારીઆરે, (બહુચરી) દેજો ફરસીના ઘાય;
એક ઝીસેલ બીજું જાળવેરે, (બહુચરી) અંગે ન અડે એક. ૧૫
સાચું બોલરે અલ્યા સાવજારે, (બહુચરી) સેણે છે તારૂ મોત;

સારી લંકા કેરા ઓદડારે, (બહુચરી) તાજાં કેવડીઆં તેલ. ૧૬
પુંછડે એવાં પ્રગટોરે, (બહુચરી) ઝટપટ કરો ઉકેલ;
ઠેક ઠેક ઉડયો તે વાંદરો ઠેકરે, [બહુચરી] ગયો લંકા મોઝાર. ૧૭
બાળ્યા ચોરાસી ચૌટાંરે, [બહુચરી] બળી તે બાવણી બજાર;
બાળ્યાં મેડી મંદીર માળીયારે, [બહુચરી] રાખી રાવણુનો બાગ. ૧૮
આસોપાલવને ઝાડરે, [બહુચરી] બેઠાં સીતાજી માય;
રજા લઇને વાનર ચાલીયો, [બહુચરી] આવ્યો તે રામની પાસ. ૧૯
રામે તે સેન હકારીઆંરે, [બહુચરી] આવ્યા સમુદ્રની તીર;
પાગ બાંધીને સાગર ઉતર્યારે, [બહુચરી] આવ્યા સુવેલી રઘુવીર. ૨૦
લંકા સામા મોરચા માંડીયારે, (બહુચરી) માર્યો રાવણ રાય;
રાવણ મારીને સીતા લાવીઆરે (બહુચરી) પુષ્પની વૃષ્ટી થાય. ૨૧

બોલો શ્રી જાનકી નાથકી જે.

## અથ દસ અવતારનો છંદ.

કાળી તારૂં કારણ છે મોટુંરે, તુજ વિણ તે સરવ ખોટુંરે ૧
આદ અંતે મધ્યે મોરી માતા, બ્રહ્મા વિષ્ણુ મહેશ ગુણ ગાતા. ૨
સરવ દેવતાનું તારૂં છે ઇષ્ટ, માજી તુ થકી નથી શ્રેષ્ટ. ૩
મછ મછ વરાહ રૂપેરે, માજી તે પણ તારા સ્વરૂપેરે. ૪
વામન રૂપ ધર્યું મહારાજે, ઇન્દ્રાસન રાખવાને કાજે. ૫
નરસિંહ રૂપ ધર્યું વિશાળ, ભગત પહેલાદની કીધી પ્રતિપાળ. ૬
ફરસુરામે તે ફરસી લીધી, સાત પૃથ્વી નક્ષત્રી કીધીરે ૭
રામ રૂપ ધરી રાવણ માર્યો, ભગત વિભીષણ ઉગાર્યો. ૮
કૃષ્ણ અવતાર લઇને શમે બાળા, ધ્યાન ધરી લઇ બેઠાં માળા, ૯
નકલનો નીર્મલ થશે, ત્યારે તુંહીતુંહી કહેવાશેરે ૧૦
દશ અવતાર અંબાના ગાશે તેને સુખને સંપત થાશેરે. ૧૧
તારા હોય તે તુજને જાણે, દાસ જીવન મહા રસ માને. ૧૨

બોલો અંબે માતકી જે.

## રાધાકૃષ્ણનો ગરબો.

સ્વસ્થાન નવાનગર મહાલ સાપુરના વાસી ગાંધી કાળીદાસ
દેવકરણ પાસેથી.

વાલો નીત નીત નવલી લીલા કરેરે લોલ,
વાલો જુવતીની જુથની સાથે ફરેરે લોલ. ૧
વાલો રમે જમેને કરે વાતડીરે લોલ,
નવ જાણે દિવસ કે રાતડીરે લોલ ૨
સુંદર વનરાવન તે રળીયામણીરે લોલ.
સુંદર જમનાનાં નીર સોહામણારે લોલ. ૩
આછી છાયા કદમ કદમ કેરા પાનનીરે લોલ,
મલી બેઠાં મહારાજ માનનીરે લોલ. ૪
તેવ તેત્રડીરે સરવ સરીખડીરે લોલ;
તેમાં વહાલી તે કુંવરી વ્રખુભાણુનીને લોલ. ૫
તેને જોવા મળી જુવતી સહુરે લોલ;
કાન કાળાને રાધાજી ગોરીરે લોલ. ૬
સામા સામી બેસી રમે સોગટાંરે લોલ;
જે કાઇ હારે તે પાયે લાગી રહેરે લોલ. ૭
લીલી પીળી સોગઠી રાધા તણીરે લોલ;
કાળી રાતી સોગઠી તે પ્રભુ તણીરે લોલ. ૮
જેમ બંધ બાંધીને પાસા નાંખીઆરે લોલ;
પ્રથમ પાસા ઢાર્યાં છે સામા સુંદરીરે લોલ. ૯
પડયા પંદર સત્તર પોબારનારે લોલ;
પછી સાત પાંચ ને કચા બારનારે લોલ. ૧૦
પછે પાસા તે પ્રભુજીએ ચલાવીઆરે લોલ,
નાંખ્યા નાથેને દાવલા ન આવીયારે લોલ. ૧૧
પડયો પંજો છો દાણા ચારનોરે લોલ;
પછી સાત પાંચ ને કચા બારનારે લોલ. - ૧૨
રંગે રમતાં તે રાધકાજી જીતીઆરે લોલ:
ચાર સોગઠાં પ્રભુના કાચા રહ્યારે લોલ. ૧૩

પ્રભુ પાય લાગો અમારી ચારણીરે લોલ,
જા જાને ધુતારી તુતો ચોરટીરે લોલ. ૧૪
મન હરીએ મને હરાવીઓરે લોલ,
પ્રભુ રીસ આવડી નવ કીજીએરે લોલ. ૧૫
પ્રભુ પાસા નથી મારા હાથમાંરે લોલ,
કદી હાર સહચર કેરાં સાથમાંરે લોલ, ૧૬
ચતુર હોય તો ચિતમાં વિચારવુંરે લોલ,
બેઠાં જોઇતો નવ પડે હારવુંરે લોલ. ૧૭
પ્રભુ હારાથકી તો જેવું ભલુંરે
નીકર સદાય રહેવું તમારે એકલુંરે લોલ. ૧૮
એટલું કહીને રાધાજી ઉઠીયાંરે લોલ,
દાસ કલ્યાણના પ્રભુને મનાવીઆરે લોલ. ૧૦

(બોલો શ્રી કૃષ્ણ દેવની જે.)

## નવદુરગાનો ગરબો

રંગે રમે આનંદે રમેરે, આજ નવદુરગા રંગે રમેરે, ટેક
આદી તે આવ્યાં અલબેલી, મંડપમાં મતવાલી ભજેરે; આજ. ૧
સોળે શણગાર માને અંગે સુહાવે, હીરલા રતન માને અરણા સામે.
મંગળવારે માજી છે ઉમંગમાં, ચાચર આવીને ગરબે રમેરે. આ. ૩
બુધવારે માજી બેઠાં બીરાજે, રાસ વીલાસ માનો ગાયો રમેરે આ. ૪
ગુરૂવારે આઇ ગરબે રમે છે, ચંદન પુષ્પ તે માને ગમે રે. આ. ૫
ભ્રગુવારે માજી ભાવ ધરીને, બ્રાહ્મણ રમે તે માને ગમેરે આ. ૬
શનીવારે માહાકાળી થયાં છે ભીક્ષા ભોજન મન ગમતાં જમેરે આ. ૭
વલ્લભ કહે માને ભાવે ભજેરે, રાસ વીલાસ માનો ગાયો સમેરે. ૮

## ચાચર ખેલ્યાનો ગરબો.

રંગમાં રંગમાં રંગમાં બાળી બહુચરા ખેલે મા રંગમાં;
અંબે બાળીને લીએ રંગ તાળી, થૈકાર થૈકાર થંભમાંરે ૧
અનેક અસુરને માએ સંહાર્યા, શોભા બની માના સંગમાં. બા. ૨
સોળ શણગાર માના અંગે શોહાવે, મહી ચુની જડી છે નંગમારે ૩
ચાચર આગળ છંદજ બોલે, ગરબે રમે છે આનંદમારે. બાળી. ૪
ચુવા ને ચંદન કેશરી કસ્તુરી, અબીલ ઉડે આનંદમારે. બાળી. ૫
ચોસઠ જોગણી મા ચાચર ખેલે, ગરબો ગાયો આનંદમાંરે. બા. ૬
વલ્લભ કહે માને ભાવે ભજોને, જઇ નાહ્યા તે ગંગામાંરે. બા. ૭

## મહાકાળીના સાત વારનો ગરબો.

મહાકાળીરે છે મંગળ રૂપેરે અંબા અલબેલી

માને જાણે બ્રહ્મ સ્વરૂપેરે. અંબા અ० ૧
બુધવારે બધે ધરવારીઆરે, અંબા દીક્ષત ઘેર અવતરીયાંરે અ० ૨
ગુરૂવારે તમે છો ગરવાંવ, ગુણ સરવે થકી છો નરવારે અ० ૩
શુક્રવારે કીધા સુતકીરે, માને વેદ વખાણે એવી રીતરે અ० ૪
શનીવારે સહુ તે માત સરખીરે, માનો મહીમા ગાઉં છું નીરખીરે ૫
રવી તેજ તણું શું કહીએરે, માને અનેક પ્રકારે ગાઇએરે અ० ૬
સોમવારે જુવો સાંભળીરે, શીવ શકિતરૂપે મહાકાળીરે. અ० ૭
સાત વાર ગાયા છે હવે સારારે, ગુણ ગાય લક્ષ્મીરામ તારારે અ० ૮

## શારદાના શણગારનો ગરબો.

શારદા માતરે મા વિનવું, લાખો વાર લાગુ પાય,
વાણી આપોરે મા દયા કરી, વમ અવસર આવો માય.
સરસ્વતિ ગણપતીરે મા, સ્તવન કરૂં જેના ગુણ ગાયા નવ જાય,
નયણે નિરખુરે મા માતને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શીશ સોહેરે મા રાખડી, ને શ્રવણ ઝમુકે ઝાલ્ય,
ઓપો ઓપેરે મારી અંબામાં, જેનો જોત પડે બહુ ગાલ્ય. ૩
શામ ત્રવેણીરે મા ચોટલો, માહી જડીત્ર ગોફણો સાર,

ગોફણ ફરતીરે મા ઘુઘરી, જેના સુંદીર ઘાટ અપાર. ૪
તિલવટ સોએરે મા ચાંદલો, ને કુમ કુમ કેસર આડ,
આડ અનોપમ કરે, મા શોભતી ને ચોખા ચોડયા લેલાટ. ૫
વેણુ સમારે રે મા આપશું ને સેંથો ભર્યો સીંદોર;
નયણે કાજળરે મા સારીયાં, અણીઆળે નાકે મોર. ૬
ચોક બાંધારે મા ચુંદડી, માંહી તાંતબંદલી સાર;
કુમકુમ કેસરરે મા કસ્તુરી, માંહી ચુવાચંદન અપાર. ૭
દાડમ કળીયુરે મા દાંત છે, મુખ ચાવ્યાં તંબોળ,
મુખથી બોલેરે મા મરકલડે, ને નૌતમ કરે કલોલ. ૮
કોટે શોએરે મા કંટેશરી, માંહી મોતી ચોડીયા જેહ;
ચાંદલો સોએરે મા તનમનકા ધરીયાં તેહ. ૯
હારલો લહેકેરે મા હેમનો, કરે તે ઝુમણુ જોત;
માળા લહેકેરે મા મુકતાફળની, માદળીએ ઉદ્યોત. ૧૦
ઉપર સોએરે મા ઉતરી, માંઇ દુગદુગી ભાત્ય અપાર;
નૌતમ નામેરે મા કાંઠલો માંહી બહુ પુરપોનો હાર. ૧૧
બેડી રૂડી મા સોનાની, માંઇ કાંકણીં તેને સંગ;
બાંયે બાજુબંધ મા બેરખા, આભુષણ ધરીયા અંગ. ૧૨
મટપટ ખળકેરે મેખલા, માંઇ ઘુઘરીનો ધમકાર;
વાજાં વાગેરે મા રણઝણે, માંઇ જંત્ર તણા ઝણકાર. ૧૩
ચરણા ચોળીરે મા ચુંદડી, માંઇ કમખો વીલી ભાત;
વસ્ત્ર અનોપમરે મા પહેરીયાં તે સરવે જુદી જાત. ૧૪
વેઢ વેટીઓરે મા આંગળીએ, ને નૌતમ દીસે અંગ;
અંગની આંગળીરે મા આપશું ને દરપણું દીસે સંગ. ૧૫
કાંબી કડલારે મા શોભતાં, ને ઝાંઝર ને ઘુર વાર;
અણુવટ ઠમકેરે મા અંગુઠે ને વીછવાંનો ઝણકાર. ૧૬

સણુગાર પેહેરયારે મા શોભતાં, તેના કરૂ વખાણુ;
તળીશાં રાતરે મા પગ તણાં, જાણે ઉગ્યો ભમર ભાણુ. ૧૭
સુરીવર મુનીવર મા મોહી રહ્યા ને મોહ્યા મોટા ભુપ;
મોયામોયારે મા દેવતા, મા જોતાં તારૂ રૂપ. ૧૮
ચોસઠ બનીરે મા આવીયાં, ને માંડયો નઉતમ રા૦;
હરખ ધરીનેરે મા હમચી, ખુંદે તાર માગે ત્રાસ. ૧૯
હરતાં ફરતાંરે મા ફૂદડી, ને છંદે ગરબો ગાય;
શોભા શી કહું રે મા તમતણી, કળી કોહએ નવ જાય. ૨૦
ગરબે ફરતાંરે મા જાણીઆં તેના દીપક જોત અપાર;
મળે દીપકરે મા કોડીયાં તેની શોભાનો નહી પાર. ૨૧
પાર ન આવેરે તમ તણો, તેના ગુણ ગાયા છે ઇશ;
આવ્યા આવ્યારે મા કાશી થકી, ઇંદ્રાદીક સુર તેત્રીસ. ૨૨
બ્રહ્મા આવ્યારે મા હંસ ચડી, ને વૃશભ ચડી મહાદેવ;
વીષ્ણુ આવ્યારે મા ગરૂડે ચડી જેના દેવ કરે છે સેવ. ૨૩
નાચે નાચેરે મા ઉર્વસી, ને કરે અપ્સરા ગાંન;
ગાંન ગાવેરે મા નૃત કરે ત્યાં નાટક થેઇ થેઇ તાંન. ૨૪
જયજયવાણીરે મા સઉ વદે, ત્યાં પુષ્પની વૃષ્ટી થાય;
હશી રમીનેરે; મા રાગમાં, તે સ્થાનક બેઠાં માય. ૨૫
ભોજન કીધાંરે; મન ભાવતાં, પકવાન હુવે છે પાસ;
ઝારી ભરી છેરે મા ગંગાજળની, મન માન્યા મુખવાસ. ૨૬
કરજોડીને મા વીનવે માધવજી તારો દાસ;
સંકટ ટાળોરે મા સૌના, તમે પુરો મનની આશ. ૨૭
જે દીન આવે રે મા ચરણે, તમારો તે દીન પામે પાર.
બિરદ તમારૂં રે મા ઇશ્વરી, તમે મોટા છો આધાર. ૨૮
સંવત સતરરે મા છેતરો ને રૂડો અષ્ટર માસ;
બીજ કૈયેરે મા અજવાળી, ને ભોમે થયો છે રાસ. ૨૯

## નાશીકની અન્નપુરણાનો ગરબો.

### આઇ અન્ન આપો અન્નપુરણા.

કરજો સેવક ઉપર કરૂણા અન્નપુરણા કાશીપુરીમાં બીરાજોરે;
તમારી ચરણ કમળ શીશ નામુરે, માત મેહેર કરી જોજો સામુ. અ ૧
તમારો જાચક ક્યાં જઇ જાચુ રે, માતા માની લેજો તમે સાચું. અ. ૨
માગુ રોજ તમારી ભક્તિરે, તુને સહાય આપો આદ્યશક્તી. અ. ૩
બીજુ અવર કાંઇ નવ માગુરે, કરજોડીને પાયે લાગુ. અ. ૪
ઢુંઢાળા તે ગણપતી દેવારે, જેને જોઇએ મોદકના મેવારે, અ. ૫
ફરતી આટલેરવ ચોળીરે શોભા શીવજીની અવલોકીક. અ. ૬
મધ્યે બંરાજો છો જોગમાયારે, જોડે એક વીરેશ્વર વાયા. અ. ૭
જેની જટામાં જનવી ગાજેરે, પાસે પારવતી માતા બીરાજે, અ. ૮
ઉભા હાક મારે હનુમાનરે; જેનું રામસીતાપર ધ્યાન. અ. ૯
સુધા ગંગા માતા ગંભીરે. જેનાં અમૃત સરખાં નીર. અ ૧૦
પાપ કોટી જનમના જા રે, જે કોઇ વસે છે કાશીની માંય. અ. ૧૧
એવી જાવાની છે જુક્તિરે સહુ જન પામે છે મુકતી અ. ૧૨
લીલા ગાઉં તમારા નામનારે. મુજ સામુ જુઓ તમે સ્વામની. અ. ૧૩
કાલો ઘેલો હું કાંઇએ નવ જાણું રે, દાસ કલ્યાણ શું વખાણું. અ. ૧૪

## સણગારનો ગરબો.

પ્રથમ પારવતિના પુત્રને પાય નમુંરે લોલ.
દીન જાણી વાણી દીજીએ કહું સાચું રે લોલ. ૧

સરસ્વતી તણા ચરણ પ્રતાપથીરે લોલ.
નવે નાધ રીધ આપો આપથીરે લોલ. ૨

કરૂં ગાન ધરૂં ધાન બહુચરા તણુંરે લોલ.
કરો સાર વારવાર શું કહું ઘણુંરે લોલ. ૩

આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ.
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪

માજી રૂપ રાધકા થકી ઘણું બનીરે લોલ.
કોટી કામ શશી સુર્યની છત્રી હણીરે લોલ. ૫
રતી રોહીણી રનાદે આત્રી સુંદરીરે લોલ,
પલક પલવટે ઉમા રમા પુરંદરીરે લોલ. ૬
વેણુ વાસુકી સરીખી સીશ રાજતીરે લોલ.
ક્ષુદ્ર ઘટ ગોહૃથાને મધ્ય ગાજતીરે લોલ. ૭
ભરી માથે મુગતી તે મહા મુલ્યનીરે; લોલ.
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ. ૮
પુશી ખેટશી સેંથો ભરયો રામો પડયોરે લોલ.
આક ચમરી શું ચોટલ કદી અડયોરે લોલ. ૯
સ્વરણ શીંદુર આકાર સર્વ સીપનારે લોલ.
શોળ સોભીતા સણુગાર સરવ નીપન્યારે ચોલ. ૧૦
કાને વળીઓ જડાવ ઝાલ ઝુમખાંરે લોલ; ૧૧
જોતી મોતીએ પરોવ્યાં લુંબ લુમખારે લોલ.
શોના સાંકળી શરી શીંકા જડામણીરે લોલ. ૧૨
કોર તોરણ મોતીની દીશે દામણીરે લોલ.
તેજ શું કહું દીશે તેને લોલકેરે લોલ. ૨૧
પુલાપુલ જડ્યાં નંગ તે અમુલ કરેરે લોલ.
અરધ ચંદ્રમા કપોળ શું કહું નથીરે લોલ, ૧૨
ચઉદ ભુવન માંહી બકિચરા શમુ નાથીરે લોલ,
લાલ લાલ આડ કુમકુમના રાતડીરે લોલ. ૧
તપે ટીલડી કહી ન જાયે વાતડીરે લોલ.
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ. ૧
ચોહલા ચોખલા કપોળ લોલ શું ભરીરે લોલ;
ભ્રકુટી કમાન કાન કોરશું અડરે લોલ.
ચીરની લીલા વિદેહી કરે તે ઘડીરે લોલ. ૧

આંખ ઉપમાને નાવે કોઇ પલવટેરે લોલ;
વરણુ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ. ૧૮
પદ્મ દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંરે લોલ;
મીન ખંજન, મૃગ માન મુકાને પળ્યાંરે લોલ. ૧૯
લક્ષ લઉં કાંતી તીલકની લીલા જુઓરે લોલ.
ગોરા ગાલમાં ત્રીલોક મોહ તાજુવરે લોલ; ૨૦
મોહ રૂપ ધરયું બહુચરાજી બાળીયેરે લોલ;
અહચાર રેખા વેસરની વાળીયેરે લોલ. ૨૧
ગુરૂ હેમ લાલ ભોમ ભ્રગુ મુક્તમાંરે લોલ;
શની કીકાએ જોતાં જણાય જુકતમાંરે લોલ. ૨૨
અધર બીંબ કે પ્રતાળ લાલમાં મળીરે લોલ,
દંત પંક્તિ જુક્તિ દાડમ કેરી કળીરે લોલ. ૨૩
ચળકે ચુનીઓ જડાવ ભાવ રેખમાંરે લોલ;
વદન નીરખતાં ન આવે મીન મેખમાંરે લોલ. ૨૪
હાવ ભાવ શું કટાક્ષ નેન શેનનુરે લોલ;
ચિબુક ચારૂ વીચ ઈંદુ બીંદુ મેનનુરે લોલ. ૨૫
કંઠ કોકીલા કપોત જાત પોનનારે લોલ.
ભાનુ જુક્તિને પ્રમાણે તે ઉદ્યોતણીરે લોલ. ૨૬
કોટે ફુલમાળા ચંપાકળી ચમકતીરે લોલ.
ઘણી ધુઘરી અતીશે દીસે ધમકતીરે લોલ. ૨૭
મણે ઘરેણાં થયાં ઘણાં ઘચુમલેરે લોલ.
કનક સાંકળી તુશી દોરાને ઝુમણેરે લોલ. ૨૮
હીરા સાંકળાં પાસાની સેર ચારનીરે લોલ.
મુકતા માળા તે એકાવળ હારનીરે લોલ. ૨૯
બે હમેલમાં હીરાના ઝળકારડા રે લોલ.

પારીજાતક કરી મંદારના હારડારે લોલ. ૩૦
બહુ દંઠ જુગમ સુંઢ સરખા સહીરે લોલ.
હાથ હાથની હાથળીએ મચ્યા મહીરે લોલ. ૩૧
અણી અદભુત અંગુઠા સંગે આંગળારે લોલ.
અનુમાનમાં આવે તે મગુની ફળીરે લોલ. ૩૨
નખ વીશ રાત દીવસે તારા તપેરે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ. ૩૩
બાહે બાજુબંધ બેરખાને ફુમતાંરે લોલ
બાંધ્યા વાદલાં બન્યાં રહ્યાં ઝુમતાંરે લોલ. ૩૪
પ્રાણ ચડલો પ્રમાણ ચતુર રંગનોરે લોલ.
અતી અરૂણ તરૂણ દંત તે માતંગનોરે લોલ. ૩૫
બહુ કોરમાં જડાવ લાલ લાકણીરે લોલ.
મધ્યે માણેક હીરાની હાથ કાંકણીરે લોલ. ૩૬
હાથે પોંચીઓ જવાળી ભાળી કંગણીરે લોલ.
છલ્લ છાપ આરશી અતી ઉમંગથીરે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વીશાળશુંરે લોલ.
કમળ કોસ કુચ અચમાનમરાળશુંરે લોલ. ૩૮
કંચુકી કનક તાર હારશું બનીરે લોલ,
ચુવા ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ ૩૯
બંધો બાંધનો પેચો તે રંગ જુજવોરે લોલ.
કસબ કોર જેર શાલુ કસુંબે ચુવેરે લોલ. ૪૦
ચેટ પોયણી પ્રમાણ ક્ષીણ લંકણીરે લોલ.
સજી મેખલા રશાળ કશી કંકણીરે લોલ. ૪૧
ઉદર ઉપર તે ત્રોવળી વળી રહીરે લોલ,
સિરી શ્વેત દેહ મધે ત્રીવેણી વહીરે લોલ. ૪૨

નાભી કોમળ કુવો કર્યો સુભારનોરે લોલ;
ભર્યો વારી તે અખુટ ઈંદુ સારનોરે લોલ. ૪૩
કંઠ હોઠ હેઠ વાસો તે એકત્ર છેરે લોલ.
આશો મુખનું અંડ કેળ પત્ર છેરે લોલ. ૪૪
કેશકટીર હરી નીતંબ સદ્દળારે લોલ.
જંઘા જુગમ તે અધો મુખે છે કદળારે લોલ. ૪૫
ચારૂ ચરણમાં ચીત્ર લખ્યાં છે ચોદિશેરે લોલ.
પગ આંગળી વળ્યાં ચંપા કળીજમારે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાનીયોરે લોલ.
ઈંદુ બીંબને આકારે એડી પાનીયેરે લોલ. ૪૭
જેહર લંઘર તોડાને ઘુઘરી તળેરે લોલ.
પગે નેપુર વીંછવે મુની ચળેરે લોલ. ૪૮
નયણે કાજળ તે સાર્યાં કુમકુમ રોળશુંરે લોલ.
મંદ હાસ્ય કરે મુખ ભર્યાં તંબોળશુંરે લોલ. ૪૯
ઠંડી હાઠ આઠ સખી સંગમાંરે લોલ.
બાળી બહુચરા કલોલ કરે રંગમાંરે લોલ. ૫૦
કરે ગાન તાન પાત્ર હાથમાંરે લોલ.
રમે રમક ઝમક સખી સાથમાંરે લોલ. ૫૧
દતે ઘુંઘટ અહી રતી રશાળીઓરે લોલ;
કેશ પાસ કશી વાળીયા અંબોડલારે લોલ. ૫૨
ફરે ફુદડી ફરીને લે હંબોડલારે લોલ.
એ અખંડ ખેલ ખેલેબાળીને બહુચરારે લોલ. ૫૩
ત્રણ દેવ લે છે વારણાં ફરી ફરી રે લોલ.
વીણા વાંસળી વગાડે શબ્દ નાદશુરે લોલ; ૫૪
ડાકા વાગે મહાદેવ મરજાદશુંરે લોલ.

ધરી પાનાં પોથીઓ તે મહા મનમાંરે લોલ, ૫૫
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધનુમાંરે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતારે લોલ ૫૬
અઠયાસી સહસ્ત્ર રૂષી સદા સેવતારે લોલ,
ગીરી શ્વેત તજી સેવક કાજે ધરીરે લોલ. ૫૭
કુળી કાળમાં ચુવાળમાં આવી વસીરે લોલ.
સુર શુ લહે ભવાની કેરા ભેદનેરે લોલ. ૫૮
આદ્ય મધ્ય અંત એ અગમ્યગ વાદ વેદનેરે લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે લોલ.
ચરણ ચરણને ઉચ્ચારે સ્નાન જાન્હવીરે લોલ. ૬૦
નવે નીધ રીધ લીજીએ ઓવારણાંરે લોલ,
દેવી વાંઝીયાને બંધાવે દ્વાર પારણાંરે લોલ. ૬૧
મન મોહ્યા ગોખ ચાચર સોહામણાંરે, લોલ,
ભટ વલ્લભ મેવાડો માતાને ભામણેરે લોલ ૬૨

## કાકરેજી માતાનો ગરબો.

પ્રથમ ગણપતી લાગુ પાય કે ગરબો આદર્યોરે લોલ,
કાકરેશ્વરી તણો મહિમાય કે સત્ય ચીતે ધરોરે લોલ. ૧
વાણી આપો સારદા માય કે મુખથી ઓચરેરે લોલ,
સૌહો ભાવ ધરીને ગાય તેવો ગરબો કરૂંરે લોલ; ૨
કાંકરાક સરવ શોભાય કે શ્રવણ સાંભળો રે. લોલ;
મેલાં હોય તે ઉજવળ થાય કે જાએ આંબળોરે લોલ. ૩
ચારે પાસે સધો સધ કે સુંદર ઘાટ છે રે લોલ;
વહેળો ખારીનો જો માંય કે આવે છે સહીરે લોલ. ૪
નાહે કાયા નીર્મળ થાય કે તે નિરખો તઇરે લોલ, ૫
કાકરેજી મા વસીયા વાસ કે ગરનાળા વિષેરે લોલ.
પ્રત્યક્ષ પુરણ જોત પ્રકાશ કે પુસ્તકમાં દીસેરે લોલ. ૬
સરોવર સમુદ્ર સરખુ દીસે કે ચરણોદક ભર્યુંરે લોલ.

કવિતા કહે મન માંરૂ હીશે કે જઇ તેમાં તરેરે લોલ. ૭
તેમાં નૌતમ નગીના બાગ કે શોભા તે તણીરે લોલ.
ગુણીજન ગાયે ત્યાં બહુ રાગ કે રૂડી રચના ઘણીરે લોલ. ૮

દક્ષિણ દીશથી બાંધી પુલ કે તેમાં થઇને ગયારે લોલ.
તેમાં ઝાડ ઘણાં ફળ ફુલ કે નવ પલવ થયારે લોલ. ૯

માત ઝરૂખે બેશી જુવે કે દ્રષ્ટી અમી ભરીરે લોલ.
સંકટ સહુ શેવકનાં ખુએ કે બહુ પ્રેમે કરીરે લોલ. ૧૦

ચારે સ્થંભ તોરણ ઝળકે કે નાળીએર ચડેરે લોલ,
દીપક જોતાં જળહળ ઝબકે, સુજ મન અડેરે લોલ. ૧૧

કુમકુમ ચરચીત ચંદન સ્થંભો આઇના અવાસમારે લોલ.
ચોસઠ બેનો આવી રંભા, હાસ વિલાસમાંરે લોલ. ૧૨

દેવી સોળ ધરી શણગાર કે, ગરબો ગાય છેરે લોલ.
ઝૂમઝુમ ઝાંજરનો ઝમકાર કે, થેઇ થેઇ થાયછેરે લોલ. ૧૩

ઓપે આભ્રણ નવરંગ સાર કે, કસબી કોરનારે લોલ,
ચરણા ચોળી ઝળકે અપાર કે, રેશમ દોરનારે લોલ. ૧૪

વાજા વાગે શોડસ વિધ કે, ધુન ગમન ગઇછેરે લોલ,
મોહ્યા હરી બ્રહ્માને ઇશ કે, તે આવ્યા હરીરે લોલ. ૧૫

દેવનો અધિપતિ જે છે ઈંદ્ર કે, આવ્યો તે ચડીરે લોલ.
અરાવત જે હસ્તી ગજેદ્ર કે તે ઉપર ચઢીરે લોલ. ૧૬

મુનીવર જપ તપ મુકી તેહ કે, આવ્યા પાંસરારે લોલ,
દેશપતિ પણ ધારી સ્નેહ કે, ત્યાંથી ઘર વર્યારે લોલ. ૧૭

ઠાકરેજી કે આદર માન કે ભલે સહુ આવીયાંરે લોલ.
આપ્યાં લવીંગ ચોપારી પાન કે પુષ્પે વધાવીયારે લોલ. ૧૮

એવા સ્થાનકની રચનાય કે મનમાં પેખીયારે લોલ,
ચક્ષુ દેવ તણા જો થાય કે, પ્રતક્ષ દેખાએરે લોલ. ૧૯
કહીએ દેવ તેત્રીસક્રોડ કે, ત્યાં આવી વળ્યારે લોલ,

કાકરેશ્ચ મસ્તક મોડ કે, મેલો સહુ મળીરે લોલ. ૨૦
શીવજી વહેચે પ્રસાદ કે, જે કૈલાસ પતિરે લોલ,
બ્રહ્મા દેછે આશીરવાદ કે, મુનીવર મહામતીરે લેલ, ૨૧
શ્રીફળ આપ્યાં વઇકુંઠનાથ કે, મહિમા વધારીયોરે લોલ.
હરખ્યો સુરનર મુનીવર સાથ કે, સ્થાન સધારીયારે લોલ. ૨૨
રંગ ભેર રાસ રમ્યા નવરાત કે, ગરબા ગઇ ઘણારે લોલ,
કીધા ભોગ નાના વિધભાત કે, તેમાં નહી મણારે લોલ. ૨૩
અરસ પરસ થયા વિદાય કે, આનંદ ઘણો કરીરે લોલ;
શ્રીફળ વસ્ત્ર સઉને અપાવ કે, કહો કાકરેશ્વરીરે લોલ. ૨૪
અમે આજ થયા પ્રસન કે, એવું ઓચર્યારે લોલ;
અષ્ટતર ચતુરદશીને દન કે, દેઉં છું નોતરારે લોલ. ૨૫
ત્યારે દેવી સઉકો સાથ કે, રળીયાત થયારે લોલ.
વચન દેઇને જમણે હાથ કે, સઉ ત્યાં થકી ગયારે લોલ. ૨૬
ભાદરવાસુદીને વિજયાય કે, ચઇતર ચતુરદશીરે લોલ,
તે ત્રણ તીથી સ્ચૌકા વરતાય કે, જે મનમાં વસેરે લોલ. ૨૭
તે ત્રણ દિવસે બહુ મહિમાય કે, દર્શન કરે સહુરે લોલ,
મનના મનોરથ પુરણ થાય કે પામે સુખ બહુરે લોલ. ૨૮
આઠમ ચઉદશને રવીવાર કે, પુજા કીજીએરે. લોલ,
દોલત ખરચીદેવી દરબાર કે, રીદ્ધિ સિદ્ધિ લીજીએરે. લોલ. ૨૯
એવું જાણી વરણ અઢાર કે, સેવા કરેરે લોલ,
કવીજન કહે છે વારવાર કે, ભવસાગર તરેરે લોલ. ૩૦
નાગર દલપતની જીભ્યા કે, આઇ વાસો વસ્યારે લોલ,
તેથી ગુણી એના ગુણ ગાય કે, દુખડાં દુર ખસ્યારે લોલ. ૩૧
સંવત સાતમે સત્યાસી કે, ચઇત્રી પુનેમેરે લોલ,
કવિજન અમદાવાદનો વાસી કે, નમ્ર થઇને નમેરે લોલ. ૩૨

જે કોઇ શીખે સુણીને ગાય કે, દુખ તેના ટળેરે લોલ,
સઘળા પાતક પરાજય થાય કે, કાકરેજી મેળવેરે લોલ. ૩૩

## મહાકાળીનો ગરબો.

પાવા તે ઘડથી ઉતરયા મહા૦ મા પરવરીયા ગુજરાત પાવા૦ ૧
મા સોળ કરો શણગાર મહા૦ માની ઓઢણી ઝાકઝમાળ પાવા૦ ૨
માને કાંબીને કડલાં શોભતાં મહા૦ માને ઝાંઝરનો ઝમકાર પાવા૦૩
માને બાહે બાજુબંધ બેરખા મહા૦ માને દસે આંગળીએ વેઢ પાવા૦ ૪
માને ઝાલને ઝુમણું શોભતું મહા૦ માને કંઠે એકાવન હાર પાવા૦ ૫
માને નાકે નવસર સોભતું મહા૦ માને ટીલડી તપે લેલાટ પાવા૦ ૬
માને સેંથો ભર્યો સીંદુરનો મહા૦ માનો ચોટલો વશીયલ નાગ પાવા૦૭
મા ચોસઠ બેની તેડાવશું મહા૦ મા સાથે કેયલ વીર પાવા૦ ૮
મા ફુલના દડા હાથમાં મહા૦ મા પરવરીયા ગુજરાત પાવા૦ ૯
મા પહુ પરગણું તાહરૂં મહા૦ મા ગુજર ખંડમા ગામ પાવા૦ ૧૦
મા શનખલપુર સોહામણું મહા૦ માનો તેને ટેડે પુર વાસ પાવા૦ ૧૧
મા સરવે મળીને કરી સ્થાપના મહા૦ માજી માનસરોવરમાંય પાવા૦૧૨
મા કુકડીયા તે સજ કર્યા મહા૦ મા થયાં તે ઘોડી અશ્વાર પાવા૦ ૧૩
મા કેસરી વાઘા પેહેરીયા મહા૦ મા લીધું ભમરભાલું હાથ પાવા૦૧૪
મા રમત રમતાં નીસર્યાં મહા૦ આવ્યા માનસરોવર પાસ પાવા૦૧૫
માસાથે લશ્કર ચાર કુતરી મહા૦ આવ્યાં માનસરોવરમાંય પાવા૦ ૧૬
માનસરોવર તલાવડી મહા૦ તેમાં ભરીયાં નીરમળ નીર પાવા૦ ૧૭
મા એ ઉતરીને કાંબા ધોતીયાં મહા૦ માએ નાહિને પીધુ નીર પાવા૦૧૮
મા ઘોડીનો ઘોડો થયો મહા૦ મા અસ્ત્રીમાંથી પુરૂષ પાવા૦ ૧૯
માનો પટંતરો ત્યાથી થયો મહા૦ માનો પૃથ્વીમાં મહોમાય પાવા૦ ૨૦
મા હિંદુ કેરા દેવતા મહા૦ બળધારી બહુચર માય પાવા૦ ૨૧
મા લીલા તે નેજા ફરૂકે મહા૦ આવી મુગલા કેરી ફોજ પાવા૦ ૨૨

મા બહુચરમા એમ બોલીયાં મહા૦ અલ્પા ના લઈશ મારૂં નામ પાવા૦૨૩
મા મુગલે વાત મનમાંધરી મહા૦ ચડો ચગલા કેરી ફોજ પાવા૦ ૨૪
મા બહુચરમાના મૃગલા મહા૦ તે તળીયા તાવામાંય પાવા૦ ૨૫
કુકડીઆ ભોજન કીધા મહા૦ પછી ચડી તે માને રીસ પાવા૦ ૨૬
મા મુવાતે ત્રગલા બોલીયા મહા૦ મા અસુરતણા ઘટમાય પાવા૦ ૨૭
મા બહુચરમા તમે કોપીયા મહા૦ પછે માય થયાં અસ્વાર પાવા૦ ૨૮
મા ત્રીશુળ લીધું હાથમાં મહા૦ મા કીધો અસુરતણો નાશ પાવા૦ ૨૯
મા કુદી ઘોડો મારીયો મહા૦ મા હાથી પાડયો એક પાવા૦ ૩૦
મા મોટો મુગલ એક મારીયો મહા૦ બીજા મુગલનો નહી પાર પાવા૦૩૧
મા બળકરી મુગલ મારીયા મહા૦ માર્યો પાચ્છાનો ભાણેજ પાવા.૩૨
મા સામે થયું સઉ એકઠું મહા૦ મા ચાલ્યાં તે મુગલ પાસ પાવા ૩૩
તે મારૂં તે વાર્યું નવકર્યું મહા૦ તેં હાથે વમાવ્યું વેર પાવા૦ ૩૪
ત્યાં હાથજોડીને આવીયા મહા માને લળીલળી લાગે પાય પાવા૦ ૩૫
મા સોનાના ઘડાવું કુકડા મહા૦ મા લાતું મંડપમાંય પાવા૦ ૩૬
મા તારૂં દેવળ ફરી ચણાવશું મહા. મા ઉપર ધોળી ધજાય પાવા૦૩૭
મા તારો ચાચર સાધશું મહા૦ કહે વલ્લભ કોડે બાંધશું પાવા૦ ૩૮

## બહુચરાજીના શણગારનો ગરબો.

પ્રથમ ધ્યાન માત બહુચરાનું ધરૂંરે લોલ.
જેથી અમરત વાણીની રચના કરૂંરે લોલ. ૧
માના શણગારની શું કહરે વાતડી લોલ.
ભાળી રમક ઝમક ચાલે ઓઢે ઘાટડીરે લોલ. ૨
પગે કેટલી બીરાજે માને ઝાંઝરીરે લોલ
અણુવટ વીછીયા ઝુમે મા શોભા ઘણીરે લોલ ૩
માની ઘાઘરીએ ઘુઘરી શોભતીરે લોલ
કટી મેખલા જડાવ ઘણુ ઓપતીરે લોલ ૪

ગળે હાર હઈઆમાં જડાવ છે ઘણોરે લોલ
કોટે કંટેસરી દુગ દુગીને ઝુમણુંરે લોલ ૫
પારો શુધ વિધ હેમનો પડયોરે લોલ
ચઉદ લોકમાં સરૂપ બહુચરા મળેરે લોલ ૬
એકદાણીયું અમુલ્ય રત્ન શું જડયુંરે લોલ
બહુ ચાતુરી કરીને સોનીએ ઘડયુંરે લોલ ૭
ચોચે પોચીયું મણી જડાવ રત્નશુંરે લોલ,
તેની પ્રભા તો ગવરી નભમાં પડીરે લોલ, ૮
બેઉ બાજુબંધ લટકે ફુમતારે લોલ,
સોભે મણી જડાવ તણાં જુમખારે લોલ. ૯
હીરા રતનની કાંચળી ભુટે જડીરે લોલ,
માના કાનમાં કનક તણી પાંદડીરે લોલ. ૧૦
માની ઝાલમાં મણી જડાવ ડામણીરે લોલ,
નાકવેસરરે બીરાજે આંજી આંખડીરે લોલ. ૧૧
માને લીલાવટ ટીલડી શોભતીરે લોલ;
માથે વેણુ બીરાજે નાગની ફણીરે લોલ. ૧૨
માએ સેથામાં કીધી સીંદૂરની છબીરે લોલ,
જેમ બાગમાં ઉગતો દીસે રવીરે લોલ. ૧૩
માને ચોટલે બીરાજે ઘણાં બોરડાંરે લોલ.
વાંસે હેમનો મણી જડાવ ગોફનોરે લોલ, ૧૪
કસુંએ ચુવે છે માત કેરી ચુંદડીરે લોલ,
હીરા સાંકળી તે લાલ મોતીએ જડીરે લોલ. ૧૫
માથે ગરબો લઇને બહુચરા રમેરે લોલ,
તેવ તેવડી સાહેલીના સાથમાંરે લોલ. ૧૬
બ્રહ્મા માન ગાય વેદ મુખે શુરે લોલ,

શીવે ડાક ડાંકી હેમની કરે અહીરે લોલ. ૧૭
કૃષ્ણ વાંસળી વગાડી બહુ હેતશુરે લોલ,
નારદે ચંપકે કળા તે ઠરે મહીરે લોલ, ૧૮
ગાય ગાન કરે તાન એમાં વનમાંરે લોલ,
એક એકને જુંવેને હસે મનમાંરે લોલ, ૧૯
માતા બહુચરાનું નામ છે જાગતુરે લોલ,
તેથી દુઃખને દારીદ્ર કરે ભાગતુરે લોલ. ૨૦
જે કોઇ ભાવથકી બહુચરાને ભજેરે લોલ,
તેની વાત દેવ લોકમાં જઇ વસેરે લોલ. ૨૧
આઇ કૃપાએ કરીને ગરીબ કહેરે લોલ,
જે કોઇ ગાય તેના ચીતમાં બાળી રહેરે લોલ. ૨૨
ગરબી ગાય શીખે જે કોઇ સાંભળેરે લોલ.
તેનાં સંસારનાં દુઃખ સઘળાં ટળેરે લોલ. ૨૩
ભટ વલ્લભ મેવાડો માનો દાસ છેરે, લોલ,
ગરબી ગાય તેને વઇકુંઠ વાસછેરે, લોલ. ૨૪

## મુંબઈ સુરતનો ગરબો.

સારૂ સારૂ સુરત શહેર મુંબઇ અલબેલી,
માંહી બાલાજીની મેહેર, મુંબઇ અલબેલી. ટેક.
સાત માળની મેડી ચણાવી, માંહી બેઠાં શેઠાણીરે;
ચાકર મેહેતા મજરે ચાલે, વાણીઆની બઇયર રાણી. મું. ૧
મુંબાઇ રાંણી સહુ ઠકરાણી, ભરે બેડે ન પાણીરે;
કનીડયા તો પાણી આણે; પીયે પાણી શેઠાણી. મું ૨
મુંબાઇમાં તો કર્યાં સાંકળાં, કોઠીનો નહિ પારરે;
મુંબઇ શહેરના શાહુકારોને, દેવાળાની શી વાર. મું. ૩
સુરતની તો સાડીયોને ઉપર કસબી કોર;
મુંબઇ શહેરમાં કાપડીયાને, કોઇમાં દેશો ખોડ. મું. ૪

મુંબઇ શેહેરમાં ઘણી ગાડીઓનો નહી પાર;
સાંજ ફજર સઉ ફરવા નિકળે, વાડી લાડી લઇ બહાર મું. ૫
મુંબઇની તો મારકીટમાં સુખડીયો વેચાયરે;
તેથી દીવનો હલવો સાનો, સઉ લેવા મન ચહાય મું. ૬
મુંબઈમાં તો સરવે સુખ, પણ ત્રણ પાંતીનું દુઃખ;
ભાડું મેઘું બળતણ મોંઘું બંદર જવું દુખ. મું. ૭
મુંબઇના પાનબીડીમાં સોપારીનો કટકોરે;
સાઠ વરસની ઘરડી ગાડર, તોય ન મુકે લટકો. મું. ૮
અમદાવાદી હરામજાદી ખંભાતી ગોઝારીરે;
વડોદરાની વાંકી નારી, સુરતની બલીહારી. મું. ૯

## ગરબો.

( પુનમચાંદાની એ રાગ )

બેહનો પતિવૃતા નીજ ધર્મ તમે સ્વીકારજો.
રહેતા પતી સેવામાં હાજર દીનને રાત;
પામો મુક્તી પદને સુખ ઘણું સંસારમાંરે,
સત્ય વચન સૌ બોલજો નીજ પતિની સંગાત;
સાસુ સસરા સર્વને, સાચી કહેજો વાત.
રાખી નમૃતાને માન થકી બોલાવજોરે
વળી સદ્ગુણથી રાખો સૌને પ્રસન્ન. પામો.
નેત્રનેહ નવ રાખશોરે પરપુરૂષની સાથ;
પિતા પુત્ર ગણી તેહને, બોલો સઉ સંગાથ,
ઠઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે.
વળી એકાંતે નવ કરવો શુભ વીચાર. પામો.
દાગીના નવ પેખવા નિત જોવું પતી મુખ;
સદગુણમાં રહેજો તમે, અક્ષય પામો સુખ;

લડવું વઢવું ને ગુસ્સામાં કદી નવ બેસવું રે
રહેવું સંતોષે જે આપ્યું છે જુગદીશ. પામો.
પતિ અકૂાત હોય જો, અગ્ની કેરી ઝાળ;
સંતોષે બુજાવશો, થામો નાવે કાળ;
હસવું ને સુખેથી દીન ગુજારવા રે
તેથી થાશે સહુ કુળનું કલ્યાણ; પામો.
ધન સંપતી વાસણ પટકુળ જુદાં રંગ;
સર્વ ફોકટ જાણજો, ધરનો સદગુણ સંગ,
મળશે પરમેશ્વર આપે મુક્તિ ફળ સાતમા રે
કહે લક્ષ્મણ ગણપત હેત ધરી મન હોંશ. પામો.

આગગાડીનો ગરબો,

મહોલે પધારો મહારાજ, એ રાગ

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી રે આવી૦
એતો આવી હિંદુસ્તાન અગન કેરી ગાડી રે આવી૦
નીરખ્યાથી નાન નીરાંત, અગન કેરી ગાડી રે ,,
સરસ્વતી માતને વિનવું કહે ગણપત લાગુ પાય. અગ૦
ટોપીવાળા તારા રાજમાં રૂડુ કાંકરીઉં પંકાય અગ૦
ગાડી તારાં બેસણાં, એતો ઈંદ્ર તણાં વઘમાન.
આંકડે આંકડો મેળવ્યો એને ઘડનારો ચતુર સુજાણ અગ૦
સ્ટેશનથી તે ઉપડી એવો આવે જ્યારે તાર,
માસ્તર તારીખ મેળવી, ખુલ્લુ મુકે ટીકીટનું દ્વાર અગ૦
ગાડી આવી ઘંટ વાગીયા, ટીકીટ કરાવવા જાય,
ઘડી એક વીલંબ થતાં, એતો ટીકીટ વીના ટીચાય. અગ૦
સ્ટેશન ઉપર પાનને સોપારી વેચાય,
શોખી સહેલાણી જનો, ખાંતે ખરીદ કરીને ખાય. અગ૦

ધારી ઘેબર ઘુઘરા, બરફી એસ વેચાય,
મોટા ઘરની શેઠાણીઓ તે તો ગાડીમાં બેસી ખાય. અંબ૦
દુરથી દેખે આવતી, સીગલ નીચો થાય,
બેસનાર તઇયાર થઇ, ટપોટપ શોધે જગાય. અંબ૦
ધમ ધમ કરતી દોડતી, સીટીનો આપે સાદ,
પલક એકમાં પહોંચાડીદે, જેને કરીએ આપણુ યાદ. અંબ૦
સુરત શહેરની સુંદરી, મુંબઇ તેનું મોશાળ,
સોલાપુરમાં સાસરૂ, તેને સાંજે સંદેશો ને બાળ. અંબ૦
ટોપી તારા રાજમાં સરવે પ્રકારે સુખ,
ધન્ય ધન્ય ગોરી જાતને જેને દીપાવી માની કુખ અંબ૦
ગરબો આ સુધારીયો સહુને ગાવા માટ,
નાનાલાલે નેહથી આપો ટાળી ઉપાડી હાથ. અંબ૦
ગરબો ગાયો પ્રીતથી, સખી ધરી મન સ્નેહ,
બોલો બ્હેનો એકદમ, અંબે માતકી જે જે. અંબ૦

## શીવશકિતના આરતીનો ગરબો.

જે આદ્ય શકિત મા જે આદ્ય શકિત,
અખંડ બ્રહ્માંડ નીપાવ્યા, પડવે પંથક મા.
જયો જયો મા જગતંબે, ટેક૦
દ્વિતીયા બે સ્વરૂપ શીવ શકિત જાણું મા;
બ્રહ્મા ગણપતિ ગાવું હરી ગાઉ હરા મા. જયો. ૨
તૃતીયા ત્રણ સ્વરૂપ ત્રીભુવનમાં બેઠા મા;
ત્રઇસ્થકી તરવેણી, તું તરવેણી મા. જયો. ૩
ચોથે ચતુરા મહા લક્ષ્મીજી સચરાચર વ્યાપ્યા મા;
ચાર ભુજા ચોદશ, પ્રગટ્યાં દક્ષાણુમાં, જયો. ૪
પંચમી પંચ રૂપી પંચમ ગુણુપદમાં મા,

પંચ સહસ્ત્ર ત્યાં સોહીએ, પંચે તત્વે મા. જયો. ૫
ષષ્ઠી તું નારાયણી, મહીસાસુર માર્યો,
નર નારીને રૂપે, વ્યાપ્યા સઘળે મા. જયો. ૬
સપ્તમી સપ્ત પાતાળ, સાવીત્રી શેના મા,
ગઊ ગંગા ગાયત્રી, ગઉરી ગીતા મા જયો. ૭
અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા મા.
સુરવર મુનીવર જન્મ્યા, દેવ દૈત્યે મા. જયો. ૮
નવમી નવકુળ નાગ, સેવે નવ દુરગા મા,
નવરાત્રીના પુજન, કીધાં છે બ્રહ્મા મા. જયો. ૯
દશમી દશ અવતાર, જય વીજીયા દશમી મા,
રામે રામ રમાડયા, રાવણ રોળ્યો મા જયો. ૧૦
એકાદશી અગીયારસ, કાત્યાયની કામા મા,
કામદુર્ગા કાળીકા શ્યામાને રામા મા. જયો. ૧૧
બારસ બાલા રૂપ, બહુચરી અંબા મા;
બટુક ભેરવ સોહીએ, તારાં છે તુજ મા. જયો. ૧૨
તેરસ તુળજા રૂપ તું તારૂણી માતા મા,
બ્રહ્મા વિષ્ણુ સદાશીવ, ગુણ તારા ગાતાં. જયો. ૧૩
ચઉદશી ચઉદે રૂપ, ચંડી ચામુંડા મા,
મારકંડે વખાણ્યાં, ગાઇ શુંભ કવિતા. જયો. ૧૪
પુનમે પુરણ કરી, સ્થંભાવતી નગરી મા,
વશીષ્ઠે માંહી વખાણી, સુણી કરજો કરૂણા. જયો. ૧૫
સંવત સતાવન સોળે, તીથી ભાવે મા;
સંવત સોળે પ્રગટી, રેવાને તીરે મા. જયો. ૧૬
શીવ શક્તિની આરતી, જે ભાવે ગાશે મા;
ભણે શીવાનંદ સ્વામી સુખ સંપતી થાશે. જયો. ૧૭

સમાપ્ત.